# ચૈત્રી સંવત્ ૧૯૬૯ નું
# ભવિષ્યફળ.

હીરાલાલ વર્ધમાન શાહ.

# વ્યપારીઓને બે બોલ.



આજકાલ મુંબઇ ઇલાકામાં સટાનો વ્યાપાર ગૃહસ્થથી તે [illegible]રી-
બના ઘરમાં સ્ત્રી, પુરૂષ અને છોકરાઓમાં સુદ્ધાં સામાન્ય પ્રસરી ગયો
છે. એકપણ ધંધો એવો નથી રહ્યો કે જેનો સટો નહિ થતો
હોય અને તેથી હરેક આજુબાજુના સંજોગો પર પુરતું લક્ષ આપવું
જોઇએ છે. ઘણા વ્યાપારીઓ પોતાની સરધા ઉપર, કોઇ આવક–જા-
વકના આંકડા પર, કોઇ પાકના અડસટાપર અને કેટલાક સરોદા શુકન
પર આધાર રાખી વ્યાપાર ખેડે છે. સરધા પર કામ કરવું એ તો
અમારો ખાસ મત છે પરન્તુ કેવળ સરધાપરજ બેસી રહેવાથી ઘણી
વખત લાભ કરતા નુકશાન થાય છે. સટાના વ્યાપારીએ એક ખાસ
એ બાબત લક્ષમાં રાખવી કે આવતો નફો ભલે નજીવો હોય તોપણ
તેને ખાઇ જવો. એકદમ મોટો નફો લેવા જવાનો વિચાર રાખી બેસી
રહે તો જરૂર તે નુકશાન મેળવે છે.

કેટલીક વસ્તુ હમેશના રિવાજ કરતાં એકદમ તેજ થઇ જાય તો
જરૂર માલ વેચવા અને એકદમ મંદી થઇ જાય તો માલ ખરીદવો
જેથી સારો ફાયદો મેળવાય છે પરન્તુ તે માટે ખાસ ૫–૭ વરસનો
તેના ભાવનો અનુભવ મેળવી લેવો જોઇએ.

દરેક ચીજના ભાવમાં તેજી મંદી થવાનો આધાર તેની વર્ષાઋતુ
પર રહે છે. જો વર્ષ સારૂ નીવડે તો મંદી અને વર્ષ નિષ્ફળ નીવડે તો
તેજી થવાની વકી સમજવી. તેજી–મંદી આખા વર્ષનું અંદાજ ભા-
દરવા શુદી ૧૫ થી આસો વદી ૦)) સુધીના ભાવપર સમજી શકાય છે.
અમને અનુભવ થયો છે કે તે મુદતમાં જે ભાવ રહે છે તેથી વિશેષ
વધ–ઘટ આખા વર્ષમાં થઇ શકતી નથી. વર્ષના છેલ્લામાં છેલ્લો પાક
ફાગણ માસમાં આવે છે ત્યારે અનાજ ખરીદી રાખવાથી અવસ્ય ચૈત્ર,
વૈશાક કે છેવટ જ્યેષ્ઠમાં લાભ મેળવી શકાય છે એ અનુભવ સિદ્ધ છે.

આશા રાખીયે છીએ કે અમારો ઉક્ત અનુભવ આપને લાભદાઇ
નીવડશે.

લી. સેવક

કર્ત્તા.

# ચૈત્રી સંવત્ ૧૯૬૯ નું

# ભવિષ્યફળ.



રૂ, અફીણ, સુતર, ઘઉં, અલશી, સરસવ, તલ,
તેલ, ઘી, ગોળ, ચાંદી, વગેરે વસ્તુઓની
તેજી મંદી દર્શાવનારૂ દર્પણ.



પ્રસિદ્ધ કરનાર,
હીરાલાલ વર્દ્ધમાન શાહ.

વેચનાર
વર્દ્ધમાન એન્ડ સન્સ
કાલબાદેવી—મુંબઇ નં. ૨.



સને ૧૯૧૨. આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦૦.



કીંમત દોઢ આનો.



મુંબઇમાં ધી 'કારોનેશન છાપખાનામાં' કારભારી ભગુભાઇ ફતેહચંદે છાપી.

# પ્રસ્તાવના.



પ્રતિ વર્ષે નવીન વર્ષનું ભવિષ્યફળ અગાઉથી જાણવાને લોકો ઈન્તેજાર હોય છે તેમ ચાલુ વર્ષના ભવિષ્ય ફળની થતી અસાધારણ માગણીઓ ઉપરથી લોકોની બહુ ઇન્તેજારી હોવાનું જણાઇ આવ્યું છે. અમો છેલ્લા ત્રણ વર્ષ થયા નિયમિત ભવિષ્યફળ પ્રકટ કરી અમારા ગ્રાહકોના હસ્તકમળમાં મુકવા ભાગ્યશાળી બન્યા છીએ તેમ ચાલુ વર્ષ માટે પણ તુરતમાં પ્રકટ કરવાને અમો ભાગ્યશાળી થયા છીએ.

સંવત્ ૧૯૬૬ નું ભવિષ્યફળ અમોએ પ્રકટ કર્યું ત્યારે અમો નહુતા ધારતા કે અમારા ભવિષ્યફળની આટલી બધી માંગણી ગુજરાતી પ્રજા કરશે ? છેલ્લાં વર્ષમાં તો અમારા ભવિષ્યફળની માંગણી કાર્તક માસ સુધી થતી રહી હુતી અને તે પરથી અમને સંતોષ લેવાનું કારણ મળે છે કે અમારૂં ભવિષ્યફળ ગુજરાતી પ્રજાને લાભકારક નીવડયું છે.

અમો પ્રતિ વર્ષે સુધારો કરતાં રહ્યાં છીએ તેમ ચાલુ વર્ષમાં પણ કેટલોક સુધારો કર્યો છે તે ભવિષ્યફળ જ્યારે એક છેડાથી બીજા છેડા સુધી જોશો ત્યારે ખાત્રી થશે.

પ્રતિ વર્ષે અમારાથી બનશે તેટલી ત્વરાથી ભવિષ્યફળ બ્હાર પડવા પ્રયત્ન કર્યા કરીશું તો પણ ગ્રાહકોએ અગાઉથી પોતાના નામો નોંધાવી રાખવા કે તુરતજ પ્હેલી તકે તે દરેકને મળી જાય.

કીંમત હમેશને માટે રૂ. ૦–૧–૬ રાખવા નિશ્ચય કરેલો છે માટે પોષ્ટેજ સાથે રૂ. ૦–૨–૦ મોકલી નામ નોંધાવી લેવા.

મુંબઈ, હાથી બીલ્ડીંગ }
૧૫ મી માર્ચ ૧૯૧૨. }

વર્ધમાન એન્ડ સન્સ.

# સંવત્ ૧૯૬૯ની સાલનું

# ભવિષ્ય ફળ.



## ભવાની વાક્ય.

ગાયો સુંધી ગુંણુતરે હોસી અન્નરો કાર.
સાહુકાર સોદા કરો રસ આયો વ્યાપાર.
સુંધા સોદા જો કરે લેવે વિરાણા માલ,
જ્યાંકે હોસો ફાયદો વેચે મુંઘા માલ.

**ભાવાર્થઃ**—સંવત ૧૯૬૯ ની સાલમાં ગાયો સોંઘી વેચાશે અને અન્નનો દુષ્કાળ પડે. સાહુકારો વ્યપાર કરવાનો વખત આવ્યો છે માટે ખરીદી કરો. સસ્તો માલ જે ખરીદ કરેતો અને પારકો માલ લેતો તેનો માલ મોંઘો વેચાશે અને જરૂર ફાયદો થશે.

રોગાન્મૃત્યુશ્ચ દુર્ભિક્ષં ધાન્યૌષધચ પીડનમ્
પાપ બુદ્ધિયુતા લોકા રક્તાક્ષે વત્સરે પ્રિયે.

**ભાવાર્થઃ**—રકતાક્ષિ સંવત્સર છે તેથી વર્ષ મધ્યમ, ખેતી કર્માધર્મી જેવી, અનાજની તેજી, રોગોની વૃદ્ધિ, પરસ્પર વૈર થાય, ચોર લોકોને કષ્ટ પડે, વપારીઓને લાભ મળે, પશુઓ દુઃખી થાય. ચૈત્ર, વૈશાક,

જેઠ માસમાં અનાજની મંદી રહે પછી તેજી થાય, લોકોને પીડા ...ી પડે. અષાઢ માસમાં વર્ષાદ ઘણો થાય, ભાદરવા માસમાં કોઇ ... અતિ વૃષ્ટી અને કોઇ સ્થળે અનાવૃષ્ટિ થાય, આસો માસમાં ...નો ઉપદ્રવ થાય, કાર્તિક, માગશર, પોષ, મહા અને ફાગણ માસમાં વ્યાપારીઓને સારો લાભ મળે. આ સંવત્સર શ્રાવણ શુદી ૨ સુધી રહેશે અને ત્યારબાદ ક્રોધી નામનો સંવત્સર શરૂ થશે અને તેથી ક્રોધી નામના સંવત્સરનું ફળ ભોગવાશે.

**ક્રોધી સંવત્સરનું ફળ**—આ સંવત્સરમાં કોઇ સ્થળે વર્ષાદ વધારે તો કોઇ સ્થળે થોડો થાય, ખેતીના સંબંધમાં કોઇ સ્થળે અગ્ર ધાન્ય અને કોઇ સ્થળે પાછતર ધાન્ય ઉત્તમ થશે. અનાજના ભાવમાં વિશેષ વધ–ઘટ થયા કરશે- દુનિયામાં રોગની ઉત્પન્તિ વિશેષ થાય.

---

## સારાંષ.

**વર્ષનું નામ** જયેષ્ઠ છે તેથી વર્ષાદ થોડો થાય, ખેતીને નુકશાન થાય, દુષ્કાળ પડવાનો ભય, અનાજ કમી પાકે તથા ધર્મ કાર્યમાં પ્રવર્ત રહેનારને પીડા થાય.

**રાજા ચંદ્ર** છે તેથી વર્ષાદ ખુબ થાય, આગતર ધાન્યની ખેતી સારી થાય, ગાય માતાના દુધમાં વૃદ્ધિ થાય, લોકોમાં આનંદ મંગળ વર્તે, મજીઠ વગેરે રંગ, લાલ મરચાં, મીણ, તેલ, ઘી નો સંગ્રહ કરી શ્રાવણ–ભાદરવા માસમાં વેચવાથી સારો લાભ મળે.

**મંત્રી શુક્ર** છે તેથી આ વર્ષમાં વર્ષાદ તથા અનાજની વૃદ્ધિ થાય, અનાજના ભાવ મંદા રહે, રાજાઓમાં પરસ્પર મિત્રતા થાય,

પશુ, પક્ષી તથા મનુષ્યોમાં કામની વૃદ્ધિ થાય, વિવાહ વિગેરે શુભ કાર્યો મોટા જથ્થામાં થાય, કોઇ જગોએ ઉંદર અને કોઇ જગોએ તીડનો ઉપદ્રવ થાય, સમુદ્ર કાંઠે વર્ષાદ ખુબ થાય.

**સસ્યેશ ચંદ્રમાં** છે તેથી વર્ષાદ ખુબ થાય, ખેતી ઉત્તમ થાય, અનાજની વૃદ્ધિ થાય, ગાયોના દુધમાં વૃદ્ધિ થાય, મનુષ્યોને સંતતીમાં વધારો થાય, સ્ત્રીઓ અધિક ગર્ભવંતિ થાય.

**પશ્ચિમ ધાન્યેશ શનિ** છે તેથી વર્ષાદ ઓછો થાય, ઉનાળુ પાકને નુકશાન થાય, લોકોને કષ્ટ પડે, દુકાળનો ભય અને રોગની વૃદ્ધ થાય.

**મેઘેશ** ગુરૂ છે તેથી પ્રથમ વર્ષાદ ઓછો થઇ પાછળથી વિશેષ થાય. સર્વ પ્રકારના અનાજની વૃદ્ધિ થાય, રાજાઓમાં મિત્રતાઇ વધે અને બ્રામ્હણ લોકો જપ તપ કરવામાં એકાગ્ર ચિતથી કામ કરે.

**રસેશ બુધ** છે તેથી હીંગ, લશણ, પીપર ની ઉત્પત્તિ ઓછી થાય જેથી તેના ભાવમાં તેજી થાય, આંબળા, કેરી, મહુડા વગેરે ફુલ તથા પુષ્પોની વૃદ્ધિ થાય અને અનાજની ઉત્પત્તિ કુવાના પાણીથી થાય.

**નિરસેશ ચંદ્રમાં** છે તેથી ચાંદી, મોતી, સફેદ કપડા, શંખ, છીપ, સ્ફાટીકમણી, કપાસ વગેરે સફેદ વસ્તુની વૃદ્ધિ અધિક થાય તથા તેના ભાવમાં ઘણો ફેરફાર થાય.

**ફલેશ** ગુરૂ છે તેથી જંગલમાં ઝાડની વૃદ્ધિ થાય, કેરી અને દાડમ વગેરે ફલની ઉત્પત્તિ સારી થાય, દુનિયામાં વેદ ધર્મ પ્રચાર પામે.

**ધનેશ ચંદ્રમાં** છે તેથી ગોળ, ખાંડ, તેલ, ઘી, મીઠું, તથા સમુદ્રની વસ્તુઓ ખરીદ કરી વેચવાથી ધનની પ્રાપ્તી થાય. કપડા

અને ચોખાની વૃદ્ધિ ખુબ થાય. મીલના શેરોના ભાવમાં વધ-ઘટ ખુબ થાય, બ્યાજવાળાની આવક સારી થાય નહિ.

કોટવાળ શુક્ર છે તેથી સ્ત્રી-પુરૂષોમાં પરસ્પર સ્નેહની વૃદ્ધિ થાય. ચોર લોકોનો ત્રાસ ઓછો થાય અને દુનિયામાં અનેક પ્રકાર નાં સુખ થાય.

મેઘનું નામ આવર્ત્ત છે તેથી વર્ષાદ સર્વ સ્થળે એક સરખો થશે નહિ.

રોહિણીનો વાસ સમુદ્રમાં છે તેથી વર્ષાદ પુષ્કળ થાય તથા તેનો નિવાસ માળીના ઘરમાં છે તેથી વર્ષાદ ઉત્તમ થાય.

વર્ષ પ્રવેશનું લગ્ન ધન છે તેથી ઉત્તર તથા પુર્વના દેશોમાં સુખ, મધ્ય ભાગના દેશોમાં અતિ વૃષ્ટિ, દુષ્કાળ અને રોગનો ઉપદ્રવ, પશ્ચિમના દેશોમાં ઘી, અનાજમાં પાંચ માસ પછી મંદી થાય અને દક્ષીણના દેશોમાં મનુષ્યોને સુખ અને ચોપગાંઓને કષ્ટ પડે.

અધિક માસ અષાઢ છે તેથી ક્યાંક રોગ, અગ્નિનો ઉપદ્રવ થાય અને ક્યાંક વર્ષાદ અતિ પડે.

---

## ચૈત્ર માસનું ફળ.

આ માસમાં પાંચ મંગળવાર છે તેથી આ વર્ષમાં વર્ષાદ કોઇ સ્થળે અધિક અને કોઇ સ્થળે ઓછો થાય તેથી અનાજની ખેતી હરેક સ્થળે એક સરખી થશે નહિ. કોઇ સ્થળે દુકાળનો વિશેષ ભય રહેશે. અનાજના ભાવમાં તેજી થાય, અગ્નિનો ઉપદ્રવ વિશેષ થાય, ચોર લોકો-નો ભય. તીડ તથા ઉંદરો કોઇ કોઇ સ્થળે પાકને નુકશાન કરે પરંતુ

મધ્ય દેશમાં ઉકત ઉપદ્રવ ન થતાં શુભ ફળ મળે. ચૈત્ર શુદી ૧ના રોજ ગાજ—વીજ કે વર્ષાદ થાય તો શ્રાવણ તથા ભાદરવામાં વર્ષાદ ન થાય તથા દુષ્કાળ પડે.

## ચૈત્ર માસનું ફળ.

ચૈત્ર શુદી ૨ તા ૨૦-૩-૧૨ દિવસ ૧૫માં અફીણ વગેરે સઘળા રસના ભાવમાં મંદી થાય અને ચાંદીના ભાવમાં તેજી થાય

ચૈત્ર શુદી ૯ તા. ૨૭-૩-૧૨ એ માસમાં દુધ, દહીં, ઘી, ગોળ. ખાંડ, વગેરેના ભાવમાં મંદી થાય, અનાજ તથા અફીણમાં તેજી થાય અને રૂ તથા ચાંદીમાં વધ-ઘટ થઇ મધ્યમ ભાવ પડી રહે.

ચૈત્ર શુદી ૧૦ તા. ૨૮-૩-૧૨ દિવસ ૭ માં ઘઉં, જવ અને ચણાની આહકી વધે, દુધ, દહીં, ઘી, અને ગોળ વગેરેની મંદી થાય. કોઇ સ્થળે વર્ષાદ થાય, ગાય, ભેંસ વગેરે પશુઓની આહકી નીકળે. દિવસ ૧૨માં બ્રાહ્મણોને કષ્ટ પડે અને દરેક પ્રકારના અનાજની આવકમાં વૃદ્ધિ થાય.

ચૈત્ર શુદી ૧૨-૧૩ તા- ૩૦-૩-૧૨ દિવસ ૩ માં અફીણમાં મંદી, ચાંદીમાં ઘટ-વધ અને રૂમાં કીંચીત તેજી થાય. ૧૫ દીવસમાં અનેક જાતના ફુલ, પુષ્પ, મોતી, સુગંધી વસ્તુના વ્યાપારીઓને લાભ થાય.

ચૈત્ર શુદી ૧૫ તા. ૧-૪-૧૨ ચંદ્રગ્રહણ. લોકોને કષ્ટ, રૂ, તેલ, ઘીનો સંગ્રહ કરવાથી ૩ માસમાં લાભ થાય અને ચાંદીમાં ૨-૩ ટકા-

ની વધ-ઘટ થાય. જો ચાંદીનો બજાર વધે તો ઘટે અને ઘટે તો જરૂર વધે અને આ ફળ ચૈત્ર વદી ૦))સુધીમાંજ મળે.

**ચૈત્ર વદી ૨ તા. ૩-૪-૧૨** આ માસમાં ચાંદીના બજારમાં બહુજ ફેરફાર થવાનો. દિવસ ૨૪ માં ઘી, ગોળ, અફીણ અને ચાંદીના ભાવમાં તેજી થાય અને રૂનો બજાર તેજી થઇ મંદી થાય.

**ચૈત્ર વદી ૩ તા. ૪-૪-૧૨** આ વખતે ઘઉં, જવ અને ચોખા, ઘી અને રૂના ભાવમાં મંદી થાય, એક માસમાં ઘઉં, જવ અને અલસી, સરસવ, તેલ, વિગેરેના ભાવમાં અવશ્ય મંદી થાય.

**ચૈત્ર વદી ૪ તા. ૫-૪-૧૨** દિવસ ૨૪ માં ધાન્યની વૃદ્ધિ થાય, અફીણ અને રૂમાં મંદી થાય અને ચાંદીમાં ઘટ-વધ થાય.

**ચૈત્ર વદી ૫ તા. ૬-૪-૧૨** દિવસ ૧૬ માં રૂમાં ૧૦ થી ૧૫ ની પહેલા તેજી થઇ પછી મંદી થાય.

**ચૈત્ર વદી ૬ તા. ૭-૪-૧૨** પંદર દિવસમાં અન્ન તથા ઘીમાં તેજી થાય.

**ચૈત્ર વદી ૭ તા. ૯-૪-૧૨** દિવસ ૧૧ માં દુનિયામાં આનંદ વરતે. દિવસ ૩ માં અફીણમાં કાંઇક તેજી થાય અને દિવસ ૧૪ માં અફીણ અને ચાંદીમાં ઘટ-વધ થાય.

**ચૈત્ર વદી ૮ તા. ૧૦-૪-૧૨** દિવસ ૧૨ માં મઠ. ચણા, અડદ, રાઇ. જીરૂં, સુવા, મેથી. લાખ, ગળી, તમાકુ, મગફળી, તલ, ગોળ, ઘી, વગેરેના ભાવમાં તેજી થાય. અફીણમાં તેજી થાય અને અનાજના ભાવમાં મંદી થાય.

**ચૈત્ર વદી ૧૦ તા. ૧૨-૪-૧૨** એક માસમાં નાળીએર, સોપારી વગેરે ફલ, રૂ, ગોળ, ખાંડ, તલ, તેલ વગેરે તેજી થાય.

ચૈત્ર વદી ૦)) તા. ૧૭-૪-૧૨ સુર્ય ગ્રહણ છે પરંતુ તે સર્વત્ર દેખાશે નહિ જેથી તેનું ફળ પણ સર્વત્ર નહિ ભોગવાય. રૂ તથા ચાંદીમાં ઘટ-વધ જરૂર થશે.

---

## વૈશાખ માસનું ફળ.

---

વૈશાખ સુદી ૨ તા. ૧૯-૪-૧૨ દિવસ ૧૦ માં અનાજની આમદાની અધિક થાય, અને મીઠું. મજીઠ, કસુંબા વગેરેના ભાવમાં તેજી થાય.

વૈશાખ સુદી ૩ તા. ૨૦-૪-૧૨ વર્ષ ઉત્તમ નીવડવાનો સંભવ છે પરંતુ વાર શનિ છે તેથી કોઇ દેશમાં દુષ્કાળ પડવાનો ભય છે.

વૈશાખ શુદી ૫-૬ તા. ૨૨-૪-૧૨—દિવસ ૩ માં અફીણ તથા અનાજની તેજી, ચાલુ આખા વર્ષમાં વિશેષ ઘટ-વધ રહેવાની છે. દિવસ ૧૦ માં રૂ તથા અનાજમાં તેજી.

વૈશાખ શુદી ૭ તા. ૨૩-૪-૧૨—એક માસમાં અનાજની વૃદ્ધિ થાય. રૂ પ્રથમ તેજી થઇ પછી મંદી થાય અને અફીણમા દિવસ ૮ માં રૂ. ૫૦ થી રૂ. ૧૦૦ સુધીની મંદી થવા વકી છે.

વૈશાખ શુદી ૮ તા. ૨૪-૪-૧૨—એ અઠવાડીયામાં અફીણ તથા અનાજમાં ઘટ-વધ થાય.

વૈશાખ શુદી ૯ તા. ૨૫-૪-૧૨—દિવસ ૫ માં અફીણ. અનાજમાં તેજી અને રૂ તથા ગોળમાં કાંઇક મંદી થાય.

વૈશાખ શુદી ૧૦ તા. ૨૬-૪-૧૨—દિવસ ૧૫ માં હલકટ માણસોને કષ્ટ થાય અને આનાજના ભાવમાં કાંઇક તેજી થાય.

**વૈશાખ શુદી ૧૩ તા. ૨૯-૪-૧૨**—દિવસ ૩૨ માં વર્ષાદ કમી થાય અને ચાંદીમાં ઘટ-વધ થાય. દિવસ ૨૬ માં અનાજ તેજ, ભેંસ વગેરે પશુઓને કષ્ટ, કોઇ સ્થળે વર્ષાદ થાય અને ચાંદીમાં રૂા ૨ તથા રૂમાં રૂા. ૧૦-૧૫ ની તેજી—અગર મંદી થાય તો પણ મંદી થવા ખાસ સંભવ છે. દિવસ ૧૦ માં ઘી, જવ, ઘઉં અને ચોખાના બજારમાં તેજી થાય.

**વૈશાખ વદી ૬ તા. ૭-૫-૧૨**—આ વર્ષમાં કોઇ સ્થળે અતિવૃષ્ટિનો, ઉપદ્રવ થશે. દિવસ ૨૬ માં તલ, તેલ, અળસી, સરસવ વગેરે તેલ વસ્તુમાં તેજી થાય અને ભેંસો રોગથી બહુજ મરણ પામે. દિવસ ૨૫ માં અગ્નિનો ઉપદ્રવ થાય મનુષ્ય અને પશુઓને કષ્ટ થાય અને ચંદન, કપુર, વગેરે સુગંધી પદાર્થોના ભાવમાં તેજી થાય.

**વૈશાખ વદી ૮ તા. ૯-૫-૧૨**—દિવસ ૧૯ માં ગાય ભેંસોની આહકી નીકળશે તેથી તેના ભાવમાં તેજી થાય. રૂ, ચાંદીમાં કાંઈક મંદી થાય દિવસ ૪ મા કોઇ ખંડમાં ઉપદ્રવ થાય.

**વૈશાખ વદી ૯ તા. ૧૦-૫-૧૨** દિવસ ૧૫ માં સફેદ પુષ્પોનો નાશ થાય અને દિવસ ૧૫ માં ગાજવીજ થઇ છાંટા પડે તો વર્ષ ઉત્તમ નીવડે નહિતર વર્ષ ખરાબ નીવડે. મગ, મઠ, અડદ અને ચણાના ભાવમાં દિવસ ૧૧માં તેજી થાય.

**વૈશાખ વદી ૧૨ તા ૧૩-૫-૧૨** એક માસમાં અનાજ તેજ થાય. રૂમાં સહેજ સાજ તેજી થાય અને ચાંદીમાં સહેજ સાજ મંદી થાય. દિવસ ૧૧ માં છીપ તથા મોતીના ભાવમાં તેજી થાય અને અફીણના ભાવમાં ઘટ-વધ થાય.

**વૈશાખ વદી ૦))** તા. ૧૬-૫-૧૨ દિવસ ૧૦માં રૂમાં સહેજ મંદી થાય.

## અગત્યનું

વૈશાખ વદી ૦))ના રોજ સૂર્ય અસ્ત થતાં ચોક્કસ કયા ઠેકાણે સુર્ય અસ્ત થયો તે જોઇ રાખવું અને પછી જેષ્ઠ શુદી ૨ના રોજ ચંદ્ર ઉદય થતાં બરાબર ઠેકાણું જોવું. હવે તે ઉપર જણાવેલ ૦)) ના દિવસે સુર્ય અસ્ત થયેલા ઠેકાણેજ ચંદ્ર ઉદય થયો હોય તો વર્ષ સાધારણ અને સૂર્યના અસ્ત સ્થળથી ઉત્તરમાં ચંદ્ર ઉદય થયો હોય તો વર્ષ સારૂ અને દક્ષીણમાં ઉદય થયો હોય તો દુષ્કાળ માનવો. આ અખતરો ખાસ દરેકે તપાસવો.

## જયેષ્ઠ માસનું ફળ.

જયેષ્ઠ શુદી ૧ તા. ૧૭–૫–૧૨ બે માસ સુધી તલ, તેલ, એલચી, એરંડી, સરસવ, ઘી, ખાંડ, ગોળ, ઘઉં, જવ, ચણા, મસુરના ભાવમાં મંદી થાય અને તુવેર, રાઇ, જીરૂ, સુવા, લાખ સીસું, લોહુ, સુતર અને ચામડામાં તેજી થાય.

જયેષ્ઠ શુદી ૨ તા. ૧૮–૫–૧૨ એક માસમાં અનાજમાં તેજી અને અફીણમાં એક અઠવાડિયામાં તેજી થાય

જયેષ્ઠ શુદી ૩ તા. ૧૯–૫–૧૨ દોઢ માસમાં કેટલેક સ્થળે વર્ષાદ થોડો તો કેટલેક સ્થળે અધિક થાય, કોઇ સ્થળે દુષ્કાળનો ભય દેખાય, અનાજમાં પણ તેજી દેખાય અને અફીણમાં તેજી થાય તથા ચાંદીમાં સ્હેજસાજ ઘટ–વધ થાય.

જયેષ્ઠ શુદી ૫ તા. ૨૧–૫–૧૨ દિવસ ૧૫ માં લેવા–વેચવાની

ચીજોમાં બહુજ વધ-ઘટ થાય, ધનવાન અને ગાડીવાનોને કષ્ટ પડે. દિવસ ૧૫ સુધી સુર્ય પૂર્ણ-પ્રકાશથી તપે તો વર્ષાદ બહુજ સારો થવાની આગાહી આપે

જયેષ્ઠ શુદી ૭ તા. ૨૩-૫-૧૨ દિવસ ૭ માં અડદ અને સરસવ ના ભાવ તેજી થાય, વળી કેટલાક સ્થળે વાવણી શરૂ થાય.

જયેષ્ઠ શુદી ૮ તા. ૨૪ ૫-૧૨ દિવસ ૪ માં અનાજની તેજી અને રૂ, ચાંદી અને અફીણના ભાવમાં મંદી થાય અને દિવસ ૨૫ માં મીલોના શેરોના ભાવમાં મંદી થાય, દિવસ ૨૧ માં કોઇ કોઇ સ્થળે ચોરોનો ભય દેખાય.

જયેષ્ઠ શુદી ૯-૧૦ તા. ૨૫-૫-૧૨ દિવસ પાંચમાં અફીણના બજારમાં રૂા. ૫૦ની તેજી થાય અને વર્ષાઋતુમાં ગાય વગેરે ચોપગા પશુઓને કષ્ટ પડે.

જયેષ્ઠ શુદી ૧૧ તા. ૨૬-૫-૧૨ દિવસ ૩૪ માં રૂ પ્રથમ તેજી થઇ મંદી થાય અને છેવટે પાછી તેજી થાય. એકદરે રૂ ૧૫થી ૨૦ની ઘટ-વધ થાય. અફીણમાં ૩ દિવસ પછી મંદી થાય.

જયેષ્ઠ શુદી ૧૩ તા૦ ૨૮-૫--૧૨ વર્ષાદ ખૂબ થાય, મનુષ્યોને કષ્ટ પડે, મારવાડમાં દુષ્કાળનો ભય, ચાંદી, તાંબુ, પીતળ, જસત, કથીર, પારો, હીંગલો માંઢીયાવળના ભાવમાં તેજી થાય, ગાય તથા ચોપગા જનાવરોને કષ્ટ પડે આ ફળ શ્રાવણ શુદી ૧૦ સુધી ભોગવે. બુધ અને શુક્ર એ બન્ને ગ્રહો અસ્ત થયા છે, તેથી વર્ષાદ ખૂબ થઇ ખેતી સારી થાય, અનાજના ભાવમાં મંદી થાય વળી શની પણ અસ્ત થયો છે તેથી કોઇ સ્થળે વર્ષાદ ઓછો પડે, ખેતીને નુકશાન થાય અને ચાંદી-રૂના ભાવમાં બહુજ ફેરફાર રહે. નીચલા ઘરની મંદી લગાડવામાં જરૂર ફાયદો મેળવે.

જયેષ્ઠ વદી ૧ તા.૩૧-૫-૧૨ અફીણમાં એક માસમાં રૂા ૧૦૦ પહેલા તેજી થઇ મંદી થાય અને રૂ માં ઘટ વધ થાય, દિવસ ૮ માં અફીણમાં રૂા. ૫૦ તેજી થાય અને રૂમાં રૂ. ૫-૭ ઘટે.

જયેષ્ઠ વદી ૨ તા. ૧-૬-૧૨ એક માસમાં હાથી, ઘોડાં. ગાય, ભેંસ, ઉંટ, ગધેડાની વૃધ્ધિ અધિક થાય, કંદમૂળ, ફળ, કેસર, કપુર, કસ્તુર, ચંદન અગરના ભાવમાં મંદી થાય. દિવસ ૧૧ માં ખેતીની વૃદ્ધિ થાય અને રોગનો નાશ થાય. વૃષ રાશીનો શનિ અઢી વર્ષ સુધી રહેનાર છે તેથી મનુષ્યોમાં પરસ્પર સ્નેહ ઓછો. હાથી, ઘોડા, ઉંટ, ગાય, ભેંસ, ગધેડા, બળદ વગેરે પશુઓને કષ્ટ પડે, રાજાઓમાં કલેશ, કોઇ ખંડમાં યુદ્ધ થાય, અનાજ તથા રસના ભાવમાં તેજી થાય, ધાતુના ભાવમાં મંદી, અફીણના બજારમાં ઘટ વધ થઇ છેવટે મંદી. અફીણની ૩ માસમાં તેજી થાય. દિવસ પાંચમાં અફીણના ભાવમાં મંદી થાય અને દિવસ ૭માં રૂ. સુતર, કપડાં, તલ. વગેરેના ભાવમાં તેજી થાય.

જયેષ્ઠ વદી ૬ તા. ૬-૬-૧૨ દિવસ ૧૫ માં કપડા, સૂતર, ચંદન વગેરે સુગંધી પદાર્થો તથા ફળ, ફુલના બજારમાં તેજી થાય.

જયેષ્ઠ વદી ૯ તા. ૯-૬-૧૨—દિવસ ૮ માં વર્ષાદ થાય તથા વાયુ ફુંકાય. ઘઉં, અડદ, તેલના ભાવમાં મંદી થાય.

જયેષ્ઠ વદી ૧૨ તા. ૧૨-૬-૧૨-દિવસ ૧૦ માં ખેતીમાં વૃદ્ધિ થાય અને કઠોળના ભાવમાં મંદી થાય.

જયેષ્ઠ વદી ૧૩ તા. ૧૩-૬-૧૨—દિવસ ૧૬ માં વાયુ સાથે વર્ષાદ પડે, સીદૂર, સોનું, ગલી, તેલ અને રૂમાં મંદી થઇ છેવટે તેજી થાય. એક માસમાં ચાંદીમાં ઘટ-વધ થાય અને રૂમાં મંદી થઇ તેજી થાય સંક્રાતીનું ફળ જોતાં ગોળ, ઘી વગેરે રસ તથા રૂમાં મંદી થાય. અનાજમાં તેજી થાય અને દિવસ ૯ માં અનાજમાં તેજી અને થાય અફીણના ભાવમાં મંદી થઇ પછી તેજી દેખાય.

જ્યેષ્ઠવદી ૧૪ તા. ૧૪-૬-૧૨ દિવસ ૨૧ માં કોઇક સ્થળે વર્ષાદની તાણ જણાય, ખેતીને નુકશાન થાય, અનાજમાં તેજી. રૂમાં મંદી થઇ તેજી અને અફીણમાં ઘટ વધ થયા કરે. સર્પનો ઉપદ્રવ થાય.

જ્યેષ્ઠવદી ૦)) તા.૧૫-૬-૧૨ અનાજમાં તેજી, રૂમાં ઘટ વધ અનાજની ખરીદી નીકળે.

## પ્રથમ અષાઢ માસનું ફલ.

પ્ર. અષાઢશુદી ૧ તા. ૧૬-૬-૧૨ એ અઠવાડીઆમાં સઘળી વસ્તુ મંદી થાય, સુતર અને કાપડ તેજ થાય અને દિવસ ૭ માં કોઇ સ્થળે અતિ વૃષ્ટિ થાય.

પ્ર. અષાઢશુદી ૨-૩ તા. ૧૭-૬-૧૨ દિવસ ૪ માં અફીણમાં રૂા. ૫૦ અને રૂમાં રૂ. ૫ તેજ થાય. દિવસ ૨૫ માં વાયુ તથા વર્ષાદનો ઉપદ્રવ મંદ પડે અને અફીણમાં તેજી થાય તથા ચાંદી તેજી યાતો મંદી થાય.

પ્ર. અષાઢશુદી ૬ તા ૨૦-૬-૧૨ એ અઠવાડીઆમાં વાદળ, વીજળી થઇ વર્ષાદ પડે તો વર્ષ સારૂં નીવડે અને વર્ષાદ ન થાય તથા પવન ફુંકાય તો વર્ષ ખરાબ જાણવું.

પ્ર. અષાઢશુદી ૮ તા. ૨૨-૬-૧૨ દિવસ ૧૧ માં કોઇ સ્થળે વર્ષાદની તંગી દેખાય.

પ્ર. અષાઢશુદી ૯ તા. ૨૩-૬-૧૨ દિવસ ૮ માં બાળકોને કષ્ટ પડે અને રૂ, સુતર અને કપડાના બજારમાં મંદી થાય.

પ્ર. અષાઢશુદી ૧૫ તા. ૨૯-૬-૧૨ દિવસ ૨૦ માં અનાજના ભાવ મધ્યમ, સોનાની ખરીદી નીકળે, અફીણના ભાવમાં ર્‌હેજ તેજી અને ચાંદીના ભાવમાં મંદી થાય

પ્ર. અષાઢવદી ૨ તા. ૧-૭-૧૨ ચાલુ માસમાં વ્યાપારની અને ક ચીજના ભાવમાં ફેરફાર થશે તેથી વેપારીઓને સારો લાભ મળશે રાજાઓમાં આનંદ પ્રવર્તે. એક માસમાં અડદ, મઠ, રાઇ, જીરૂં, સુવા, મેથી, લાખ, ગળી, તલ, તેલ, ઘી, ગોળ, સુગંધી વસ્તુ, સીસું લોઢું અને ચાંદીના ભાવમાં મંદી થાય.

પ્ર. અષાઢવદી ૪ તા. ૩-૭-૧૨ દિવસ ૧૧ માં દુનિયામાં કોઇ પ્રકારનો ઉપદ્રવ થાય અને રૂ તથા ચાંદીના બજારમાં મંદી થાય.

પ્ર અષાઢવદી ૬ તા. ૫-૭-૧૨ દિવસ ૧૫ માં સર્વત્ર વર્ષાદ પડે બુદ્ધિવાનોને વિચાર કરવો પડશે. દિવસ ૫૦ માં કોઇ સ્થળે વર્ષાદ અને કોઇ સ્થળે તાપ ખૂબ પડશે. કસુંબો, મજીઠ વગેરે લાલ વસ્તુ તથા લાલ રંગના કપડાં અને ચાંદીનાં બજારમાં તેજી થાય.

પ્ર અષાઢવદી ૭ તા. ૬-૭-૧૨ –દિવસ ૩ માં ઘી અને ગોળના ભાવમાં મંદી થાય અને વર્ષાદ ધોધમાર કોઇ સ્થળે પડે રૂમાં ૮ થી ૧૦ ટકાની મંદી થાય.

અષાઢવદી ૧૦ તા. ૯-૭-૧૨—દિવસ ૫ માં અફીણમાં રૂા. ૫૦-૧૦૦ ની અને ગોળમાં રૂ૦-૮-૦ ની તેજી થાય. કઠોળના બજારમાં મંદી દેખાય.

પ્ર. અષાઢવદી ૧૩ તા. ૧૨-૭-૧૨—દિવસ ૨૪ માં પવન ફુંકાય અને વર્ષાદ સર્વત્ર સારો પડે અનાજના ભાવમાં કીંચીત તેજી થાય. ૭ માસ પછી તો અનાજ જરૂર તેજ થાય.

પ્ર. અષાઢવદી ૦)) તા. ૧૪-૭-૧૨—દિવસ ૧૫ માં અનાજ તથા રસના ભાવમાં ઘટ-વધ થઇ છેવટે અનાજમાં મંદી અને રસમાં તેજી થાય.

# દ્વિતિય અષાઢ માસનું ફલ.



દ્વિ. અષાઢસુદી ૧ તા. ૧૫-૯-૧૨—દિવસ ૧૫ માં અફીણમાં રૂા. ૧૦૦ થા ૨૦૦ ની રૂમાં રૂા. ૧૦ થી ૧૨ ની અને ચાંદીમાં રૂા. ૧ થી ૨ ની તેજી થાય. અનાજની ખરીદી ખુબ નીકળે. એક માસમાં અનાજમાં તેજી થાય. સંક્રાતિનું ફળ—વર્ષ ઉત્તમ ગણાય, અનાજમાં મંદી અને વિદેશ વસતા બંધુઆ દેશમાં પાછા ફરે. ચાંદીમાં ૨ થી ૩ ટકાની મંદી થાય. અનાજના ભાવ સાધારણ અને ધતુમાં કીંચીત તેજી થાય વળી કોઈ સ્થળે વર્ષાદ અધિક તો કોઇ સ્થળે વર્ષાદ કમી થાય તેથી કોઇ સ્થળે દુષ્કાળ અને કોઇ સ્થળે સુકાળ જણાય.

દ્વિ. અષાઢસુદી ૫-૬ તા. ૧૯-૭-૧૨—દિવસ ૫ માં અફીણ તથા રૂમાં કાંઇક તેજી થાય અને ચાંદીમાં મંદી થાય. દિવસ ૧૫ માં ધઉં જવની ગ્રાહકી નીકળે દિવસ ૧૩ માં અનાજના ભાવ સાધારણ અફીણ, રૂ અને ચાંદીમાં ઘટા વધી થાય એ માસમાં તાંબુ. પીતળ, સીસું. કથીર, ચાંદી વગેરે ધાતુ, હીરા, માણેક, મોતી વગેરે રત્ન, શ્રીફળ સોપારી વગેરે કરીયાણા તલ, સરસવ, અલશી, એરંડા વગેરે તેલ વસ્તુના ભાવમાં મંદી થાય અને ઘી-ગોળના ભાવમાં તેજી થાય.

દ્વિ. અષાઢસુદી ૧૨ તા. ૨૫-૭-૧૨—દિવસ ૧૧ માં અફીણમાં રૂા. ૫૦ ની મંદી થાય, સર્પોનો ઉપદ્રવ થાય.

દ્વિ. અષાઢસુદી ૧૪ તા. ૨૭-૭-૧૨—દિવસ ૨૨ માં તલ, તેલ તથા ગોળમાં ઘટ-વધ થાય અને દિવસ ૫ માં અનાજમાં મંદી થાય.

દિ. અષાઢસુદી ૧૫ તા. ૨૯-૭-૧૨--આ દિવસે સુર્ય અસ્ત સમયે પવન પુર્વ, ઉત્તર અગર ઇશાનમાં ફુંકાય તો વર્ષ ઉત્તમ, પશ્ચિમ, વાવ્યમાં ફુંકાય તો સાધારણ, દક્ષિણ, અગ્નિમાં, ફુંકાયતો અશુભ અને નૈરૂત્યમાં ફુંકાય તો સૌથી ખરાબ સમજવું તેની સાથે પવન મંદમંદ હોયતો તેનું ફળ મંદ અને જોશભેર હોય તો તેનું ફળ ઉગ્ર સમજવું, વળી આ દિવસે રાત્રીના ભાગમાં ચંદ્રમાં વાદળામાં છુપાયેલો રહેતો વર્ષા ઋતુના ચારે માસમાં વર્ષાદ થયા કરે અને આખી રાત્રી નિર્મલો રહે તો વર્ષાદનું બુંદ ન પડે.

દિ. અષાઢવદી ૧ તા. ૩૦-૭-૧૨--દિવસ ૨૨ માં ગોળ, ખાંડ, ઘીના ભાવ તેજ, અનાજના ભાવમાં મંદી અને રૂમાં પ્રથમ તેજી થઇ પછી મંદી થાય. દિવસ ૧૦ માં અફીણ તથા ઘીમાં તેજી થાય અને રૂમાં કાંઇક મંદી થાય.

દિ. અષાઢ વદી ૪ તા. ૨-૮-૧૨ દિવસ ૧૫ માં અફીણના ભાવમાં તેજી થાય પરંતુ પ્રથમ મંદી થઇ તેજી થાય અને રૂમાં પ્રથમ તેજી થઇ પછી મંદી થાય.

દિ. અષાઢ વદી ૭ તા. ૫-૮-૧૨ દિવસ ૩૫ માં મણી, માણેક, મોતી વગેરે રત્ન, જવ, ઘઉં, ચણા વગેરે ધાન્ય અને હીંગ, જીરૂ વગેરે કરીયાણાના ભાવમાં તેજી થાય. મારવાડમાં દુષ્કાળનો ભય અને ગોદાવરી તથા કૃષ્ણા નદીના કીનારાપરના પરદેશમાં વર્ષાદની તાણ. દિવસ ૨૪માં વર્ષાદની તાણ જણાય. અનાજના ભાવમાં સ્હેજ તેજી. ચોપગા પશુઓને કષ્ટ અને રૂ, અફીણ અને ચાંદીના ભાવમાં ઘટ-વધ થઇ તેજી થાય.

દ્વિ. આષાઢ વદી ૧૦ તા. ૮-૮-૧૨ શુક્રનો ઉદય તેથી પ્રથમ વર્ષાદની તાણ પડયા પછી વર્ષાદ પડે, ચોપગાને કષ્ટ પડે. બાળકોના મૃત્યુનું પ્રમાણ વધે, રૂ, ચાંદી વગેરે સફેદ વસ્તુની તેજી થાય. અતી વૃષ્ટિ થાય અને તેથી અનાજનો નાશ અને ચોર લોકોનો ઉપદ્રવ થાય. ગુજરાતમાં જંતુઓનો ઉપદ્રવ થાય તથા રેશમ અને શ્રીફળ બહુજ તેજ થાય.

દ્વિ. આષાઢ વદી ૧૧ તા. ૯-૮-૧૨ આ દિવસે મૃગશીર નક્ષત્ર છે તે વર્ષ સારૂ નીવડવાની આગાહી આપતું નથી.

દ્વિ. આષાઢ વદી ૧૨-૧૩ તા-૧૦-૮-૧૨ દિવસ ૫ માં અફીણ માં તેજી અને અનાજમાં મંદી થાય.

દ્વિ. આષાઢ વદી ૧૪ તા. ૧૧-૮-૧૨ દિવસ ૧૦ માં અફીણ, ગોળ, ખાંડ, ઘી, વગેરે રસોમાં ઘટ-વધ થાય.

## શ્રાવણ માસનું ફળ.

શ્રાવણ શુદી ૨ તા. ૧૩-૮-૧૨—દિવસ ૧૫માં અનાજમાં મંદી અને અફીણમાં ઘટ-વધ થાય.

શ્રાવણ શુદી ૪ તા. ૧૫-૮-૧૨—એક માસમાં દરેક પ્રકારના, અનાજ, તલ, તેલ, હળદર, ગોળ, ખાંડ, લાલ વસ્તુ રત્ન, સાબુના ભાવમાં રહેજસાજ તેજી દેખાય. સંક્રાતિનું ફળ-સમુદ્રમાં વર્ષાદ ખુબ થાય, પ્રજામાં આનંદ પ્રસરે, વાયુનું જોર, અનાજના ભાવ મધ્યમ રહે અને ભીક્ષુકોનો રાફડો ફાટી નીકળે. દિવસ ૧૫માં કોઇ સ્થળે વર્ષાદ, કોઇ સ્થળે વાયુ અને કોઇ સ્થળે વાદળાં થાય. દિવસ ૧૧માં ઘી અને અનાજના ભાવમાં મંદી થાય.

શ્રાવણ શુદી ૫ તા–૧૭–૮–૧૨—દિવસ ૨૦માં કોઇ સ્થળે વર્ષાદની તાણ, પશુઓને કષ્ટ અને અશ્વના વ્યાપારીઓને સારો નફો પ્રાપ્ત થાય.

શ્રાવણ શુદી ૬ તા–૧૮–૯–૧૨—દિવસ ૫માં અફીણ–રૂમાં મંદી થઇ પછી તેજી થાય.

શ્રાવણ શુદી ૯ તા–૨૧–૮–૧૨—દિવસ ૭માં અફીણમાં તેજી અને રૂમાં મંદી થાય.

શ્રાવણ શુદી ૧૦ તા–૨૨–૮–૧૨—દિવસ ૧૬માં સોનું, તાંબુ, લાલ રંગના કપડામાં તેજી થાય. અફીણ અને ચાંદીના બજાર મધ્યમ પડી રહે ત્યારે રૂના ભાવમાં પહેલા મંદી થઇ પછી તેજી થાય.

શ્રાવણ શુદી ૧૫ તા–૨૭–૮–૧૨–દિવસ ૧૦માં અનાજની આટકી નીકળે આ દિવસે વાદળ કે વર્ષાદ થાય તો અગાઉ ઘી તથા તલના ભાવ તેજી થાય.

શ્રાવણ વદી ૨ તા–૨૯–૮–૧૨—આ માસમાં મીલના શેરના ભાવ તેજી થાય, રૂમાં મંદી અને ચાંદીમાં તેજી થાય. દિવસ ૨૫માં અનાજના ભાવમાં તેજી ચોખામાં વિશેષ તેજી અને રૂમાં ઘટ–વધ તથા ચાંદીમાં સ્હેજ મંદી થાય. દિવસ ૧૫માં અફીણ અને રૂમાં તેજી થાય.

શ્રાવણ વદી ૫ તા. ૧–૯–૧૨—દિવસ ૨૧માં વ્યાપારની વસ્તુઓમાં ઘણોજ ફેરફાર થશે તેથી ઘણા વ્યાપારીઓને લાભ અને ઘણાંઓને નુકશાન થશે.

શ્રાવણ વદી ૬ તા–૨–૯–૧૨—દિવસ ૨૯માં ગાય, ભેંસ, હાથી, ઘોડા, ઉંટ, ગધાની વૃદ્ધિ અધિક થાય કંદમૂળ ફલ તથા સુગંધી વસ્તુઓના ભાવમાં મંદી થાય અને રૂમાં ૧૦થી ૧૫ ટકા તેજી થાય.

**શ્રાવણ વદી ૧૦** તા. ૬-૯-૧૨--દિવસ ૧૧માં રૂ તથા અફીણ માં તેજી થાય.

**શ્રાવણ વદી** ૧૧ તા-૭-૯-૧૨—ઘઉં, જવ, ચણા, ગોળના ભાવમાં તેજી થાય. વર્ષાદ કહીં વિશેષ અને કહીં ઓછો થાય.

શ્રાવણ વદી ૧૩ તા. ૯-૯-૧૨--રોગનો ઉપદ્રવ થાય. કોઇ સ્થળે અનાવૃષ્ટિ તો કોઇ સ્થળે દુષ્કાળનો ભય. કોઇ સ્થળે અનાજ ઓછું પાકે તો કોઇ સ્થળે કાપડ મોંઘું મળે. અફીણમાં રૂ ૧૦૦થીર૦૦ સુધી તેજી થાય અને રૂમાં ૧૦થી ૨૦ ટકા પ્રથમ મંદી થઇ પછી તેજી થાય અને શેર બજારમાં રૂા. ૧૦૦નો ફેરફાર થાય. આ ફળ સાડાચાર માસમાં ભોગવાય.

શ્રાવણ વદી ૦)) તા-૧૧-૯-૧૨--દિવસ ૯ માં ધાન્યની થોડી મંદી થાય.

---

## ભાદરવા માસનું ફળ.



**ભાદરવા** શુદી ૧ તા-૧૨-૯-૧૨--દિવસ ૧૫માં વાદળાં તથા વર્ષાદ સારો થાય, દિવસ ૫માં અફીણમાં સાધારણ મંદી થાય અને ચાંદીમાં ઘટ-વધ થાય.

**ભાદરવાશુદી** ૬ તા. ૧૬-૯-૧૨—એક માસમાં શ્રીફળ, સોપારી, જાયફળ મજીઠ કસુંબો વગેરે લાલ રંગની વસ્તુ તલ, તેલ, એરંડા વગેરે તેલી પદાર્થ તથા તેલીને વેચવાના પદાર્થના ભાવમાં તેજી થાય. **સંક્રાતીનુંફળ**—મજુર મહેનત કરનારાઓ સારો નફો મેળવે, અનાજના ભાવમાં મંદી થાય, રસના પદાર્થમાં વધ-ઘટ થાય દુનિયામાં આનંદ વર્તી ઘી, તેલ અને મસુરના ભાવમાં તેજી થાય.

**ભાદરવા શુદી ૭ તા. ૭-૯-૧૨**—દિવસ ૯ માં કોઈ જગોએ વર્ષાદ અધિક અને કોઇ જગોએ તાણુ જણાય તાવના રોગની વૃદ્ધિ થાય.

**ભાદરવા શુદી ૧૦ તા. ૨૦-૯-૧૨**—એ માસમાં હાથી, ઘોડા વગેરે પશુઓ તેજ વેચાય અને તલ, તેલ વગેરેમાં મંદી થાય. દિવસ ૮ માં મગ, અડદ વગેરે કઠોળની પેદાશ ઓછી થાય અને તેથી તેના ભાવ તેજી થાય. દિવસ ૫ માં અફીણુમાં મંદી થાય.

**ભાદરવા શુદી ૧૧ તા. ૨૨-૯-૧૨**—દિવસ ૧૭ માં રૂમાં મંદી થાય, ખાંડ, તથા સોનાનો સંગ્રહ કરી રાખવાથી ત્યાર પછીના છ માસમાં લાભ થાય, એક માસમાં રૂમાં ૧૫ ટકાની ઘટ-વધ થાય.

**ભાદરવા શુદી ૧૨ તા. ૨૩-૯-૧૨**—દિવસ ૨૪ માં દુનિયામાં આનંદ પ્રવર્તે, અનાજમાં વૃધ્ધિ થાય અને અફીણ, રૂ, ચાંદીમાં કીંચીત મંદી થાય.

**ભાદરવા શુદી ૧૪ તા. ૨૫-૯-૧૨**—આ દિવસે તથા રાત્રે વાદળા બહુજ થાય તો આગળ અનાજમાં મંદી થાય અને વાદળા ન થાય તો તેજી થાય માટે તે પર વ્યપારીઓએ ખાસ લક્ષ આપવું. દિવસ ૧૫ માં માળવામાં કઠોળ તથાચોખા વગેરે ધાન્યના ભાવમાં તેજી થાય.

**ભાદરવા વદી ૧ તા. ૨૭-૯-૧૨**—દિવસ ૨૦ માં જવરાદિ રોગની વૃદ્ધિ થાય. ચોખા, ઘઉં, ગોળ, ખાંડ વગેરેના ભાવમાં તેજી થાય.

**ભાદરવા વદી ૨ તા. ૨૮-૯-૧૨**—દિવસ ૭ માં કોઇ સ્થળે વર્ષાદ સારો પડે, દિવસ ૧૧ માં કોઇ સ્થળે ચોરોનો ભય, તથા

અગ્નીનો ભય થાય, રૂમાં ૧૦ થી ૧૨ ટકાની ઘટ-વધ થાય એટલે પ્રથમ તેજી થઇ મંદી થાય.

**ભાદરવા વદી ૫** તા. ૧-૧૦-૧૨ દિવસ ૨૦ માં કસ્તુરી, કપુર, ચંદન, વગેરે સુગંધી પદાર્થ મોતી, હીરા વગેરે રત્ન, ચાંદી, કથીર વગેરે ધાતુ, હીંગ, દ્રાક્ષ, સુતર તથા રેશમ અને ચોપગા પશુઓની આહકી ખુબ નીકળે અને આવમાં પણ તેજી થાય.

**ભાદરવા વદી ૯-૧૦** તા. ૫-૧૦-૧૨—દિવસ ૪ માં અફીણ તથા અનાજમાં તેજી થાય, વર્ષાદ બંધ થાય રૂમાં સહેજ મંદી થાય.

**ભાદરવા વદી ૧૨** તા. ૭-૧૦-૧૨—દોઢ માસમાં સર્વ પ્રકારનાં ધાન્ય, મોતી, કપુર, રૂ, સુતર, કપડા વગેરેમાં તેજી થાય, ચાંદીમાં મંદી થાય અને અફીણના ભાવ મધ્યમ રહે.

**ભાદરવા વદી ૧૪** તા. ૯-૧૦-૧૨—દિવસ ૧૮ માં વાદળા થઇ વર્ષાદ થાય. અનાજ, અફીણ, ચાંદી અને રૂમાં તેજી થાય, દિવસ ૧૫ માં ચોખાનો બજાર ફાટી નીકળે.

## આસો માસનું ફળ.

**આસો શુદી ૧** તા. ૧૧-૧૦-૧૨—એક માસમાં અફીણમાં રૂા. ૧૦૦, રૂમાં રૂા. ૧૦ ની તેજી થાય અને સ્વાદીષ્ટ વસ્તુની આહકી સારી નીકળે.

**આસો શુદી ૩** તા. ૧૩-૧૦-૧૨—દિવસ ૮ માં રૂ તથા ચાંદીમાં ઘટ-વધ થાય.

આસો શુદી ૬ તા. ૧૬-૧૦-૧૨—એક માસમાં સર્વ પ્રકારના અનાજ તથા સોનાના ભાવમાં તેજી થાય, હાથીદાંતના વ્યાપારીઓને સારો લાભ મળે તથા રૂ અને ગોળમાં ઘટ-વધ થાય.

આસો શુદી ૭ તા. ૧૭-૧૦-૧૨—દિવસ ૨૪ માં જગતમાં સુખ તથા આનંદ પ્રવર્તે અને અનાજ તથા રૂમાં રહેજ તેજી થઇ પછી મંદી થઇ જાય અને દિવસ ૧૯ માં કડેળાના ભાવમાં તેજી થાય.

આસો શુદી ૧૧ તા. ૨૧-૧૦-૧૨—દિવસ ૪૨ માં ચાંદી, ત્રાંબુ વગેરે ધાતુ, મોતી, માણુક, નીલમ વગેરે રત્ન, શ્રીફળ, સોપારી. તજ વગેરે કરીયાણાના ભાવમાં તેજી થાય અને રૂના પાકને નુકશાન થાય મોતીના ભાવમાં તેજી થાય.

આસો શુદી ૧૪ તા. ૨૫-૧૦-૧૨—દિવસ ૮ માં અનાજ તથા અફીણના બજારમાં મંદી થાય.

આસો વદી ૧-૨ તા. ૨૭-૧૦-૧૨—દિવસ ૮ માં અનાજમાં મંદી અને અફીણમાં રહેજ તેજી થાય. દિવસ ૨૬ માં પશુ તેજ, સોનામાં થોડી તેજી, મોતીની ખરીદી નીકળે અને અફીણ તથા ચાંદીમાં વિસેષ ફેરફાર થાય. દિવસ ૧૫ માં અનાજ, ઘીમાં મંદી થાય અને સર્વત્ર આનંદ પ્રસરે.

આસો વદી ૪ તા. ૩૦-૧૦-૧૨—દિવસ ૧૦ માં અનાજના ભાવ મંદી અને પક્ષીયોને પીડા થાય.

આસો વદી ૫ તા. ૩૧-૧૦-૧૨—દિવસ ૧૧ માં અગ્નિ તથા ચોરોનો ભય થાય.

આસો વદી ૧૧ તા. ૫-૧૧-૧૨—દિવસ ૧૫ માં રૂ. તથા ચણા તેજ અને શ્રાફળ આદી ફળોની માહકી વધારે નીકળે.

આસો વદી ૧૨ તા. ૬-૧૧-૧૨—દિવસ ૨૦ મી ઘઉ તથા રૂમાં તેજી થાય.

આસો વદી ૧૪ તા. ૮-૧૧-૧૨—અનાજના વેપારીઓને નુકશાન થાય, દિવસ ૧૬ માં ચોખા, ગોળ ખાંડ, ઘી તથા કરીયાણાના ભાવમાં મંદી થાય.

## કાર્તક માસનું ફળ.

કાર્તક શુદી ૧ તા. ૯-૧૧-૧૨—દિવસ ૧૨ માં ગોળ ખાંડ, ઘી, ચોખા તેજ થાય અને ઘોડાઓને કષ્ટ પડે.

કાર્તક શુદી ૨ તા. ૯-૧૧-૧૨—દિવસ ૨૭ માં ખેતીયોને નુકશાન થાય, અનાજનો પાક ઓછો આવે અને રૂ, અફીણ, ચાંદીના બજારમાં સહેજ મંદી થાય.

કાર્તક શુદી ૬ તા. ૧૫-૧૧-૧૨—એક માસમાં અનાજના ભાવ સાધારણ, લાલ રંગની સઘળી વસ્તુઓ તથા ઉનના ભાવમાં સહેજ મંદી થાય. ઘટતા બજારે ખરીદ કરનારને છ માસ પછી સારો લાભ મળે. સંક્રાતી નું ફળ.-તલ, તેલ, સરસવ, એરંડી વગેરે તેલ દાણા તથા રાઇ, સુતરના બજારમાં તેજી થાય, ગોળ, ખાંડ, ઘી વગેરે રસ તેજ થાય અનાજના ભાવમાં સ્હેજ વધ-ઘટ થાય.

કાર્તિક શુદી ૯ તા. ૧૮-૧૧-૧૨—દિવસ ૧૫ માં મગ, મઠ, જવાર, બાજરી ચોખા વગેરે અનાજના ભાવમાં તેજી થાય.

કાર્તિક શુદી ૧૧ તા. ૨૦-૧૧-૧૨—દોઢ માસમાં દરેક પ્રકારના શસ્ત્રોની આહકી ખુબ નીકળે, ગોળ, ખાંડ અને રૂના ભાવમાં ફેરફાર થાય.

કાર્તિક શુદી ૧૨ તા. ૨૧-૧૧-૧૨—દિવસ ૧૧ માં ઉસ, મીઠું અને અડદ તેજ થાય. દિવસ ૨૩માં અફીણ, ગોળ, ઘી, તેલ વગેરેના ભાવમાં તેજી થાય અને રૂના ભાવમાં પહેલા તેજી થઇ પછી મંદી થાય, રૂની તેજી ચાર માસ સુધી રહે અને ૪૦ થી ૫૦ સુધી તેજી થાય.

કાર્તિક શુદી ૧૫ તા. ૨૪-૧૧-૧૨—અનાજના ભાવમાં ૪ માસ સુધી મંદી રહે, દિવસ ૧૬ માં રૂ માં રૂ. ૧૦-૨૦ ની વધ-ઘટ થાય, પ્રથમ તેજી થઇ દિવસ ૧૦ પછી મંદી થાય, ધન રાશીનો ગુરૂ એક માસ સુધી રહેવાનો છે તેથી ઘઉં તથા શાકના બજારમાં તેજી થાય, તેલ અને ગોળ પણ તેજ થાય. રૂ માં ૨૦ થી ૪૦ ટકાની વધ-ઘટ થાય.

કાર્તિક વદી ૧ તા. ૨૫-૧૧-૧૨—દિવસ ૨૧ માં અનાજની મંદી અને પશુ તથા પક્ષીઓને પીડા થાય, શરદી આ માસમાં પ્રથમ વધારે પડે ત્યાર બાદ એકદમ ઓછી થઇ જાય.

કાર્તિક વદી ૭ તા. ૧-૧૨-૧૨—દિવસ ૬ માં અફીણ તથા ગોળનો બજાર તેજ થાય, દિવસ ૧૫ માં કોર્ટમાં કેશ માંડનારાઓને નુકશાન થાય.

કાર્તિક વદી ૯ તા. ૨-૧૨-૧૨—દિવસ ૧૧ માં મનુષ્યોને પીડા થાય. દિવસ ૪૮ માં દરેક પ્રકારની ધાતુ, રત્ન અને કરીયાણાના બજારમાં મંદી થાય.

કાર્તિક વદી ૧૧ તા. ૪-૧૨-૧૨—દિવસ ૩ પછી અફીણમાં રૂા. ૧૦૦ ની મંદી થાય અને રૂમાં રૂ. ૧૦ ની ઘટ-વધ થાય.

કાર્તિક વદી ૧૨ તા. ૫-૧૨-૧૨—દિવસ ૨૫ માં ગોળ, ખાંડ ઘી વગેરે રસ, ઘઉં, જવ, ચણા વગેરે ધાન્ય, તથા અફીણ, રૂ અને ચાંદીના બજારમાં તેજી થાય.

—:o:—

## માગશર માસનું ફલ.



માગશર શુદી ૧ તા. ૯-૧૨-૧૨—દિવસ ૧૫ માં ગાય, ભેંસની આહકી વિશેષ થાય.

માગશર શુદી ૨ તા ૧૦-૧૨-૧૨—દિવસ ૫ માં અફીણમાં મંદી અને રૂમાં પ્રથમ મંદી થઇ પછી તેજી થાય.

માગશર શુદી ૩ તા. ૧૧-૧૨-૧૨—ચાલુ વર્ષમાં વ્યાપાર ખુબ ચાલે તેથી જેઓ પાસે માલ તૈયાર હશે તેઓને સારો નફો મળશે.

માગશર શુદી ૫ તા. ૧૩-૧૨-૧૨—દીવસ ૧૧ માં ચોપગા પશુઓને પીડા થાય.

માગશર શુદી ૬ તા. ૧૪-૧૨-૧૨—દિવસ ૧૮ માં રોગનો ઉપદ્રવ થાય, દિવસ ૫ માં ગોળ, ખાંડ, અફીણમાં મંદી અને રૂ. ચાંદીમાં ઘટ-વધ થઇ તેજી થાય. એક માસમાં અનાજની વૃદ્ધિ થાય. તલ, તેલ, ઘીની આવક કમી થાય અને રૂ. સુતર, કપડા, સણ, રેશમ, ઉનની આહકી ખુબ નીકળે. સંક્રાતીનુ ફળ માલવા કર્ણાટક વગેરે દેશોમાં કષ્ટ પડે, અનાજના ભાવ દિવસ ૨૦ પછી તેજી થાય, દિવસ ૧૫ માં ચાંદીમાં રૂા. ૨ ની તેજી થાય.

માગશર શુદી ૧૩ તા. ૨૨-૧૨-૧૨—દિવસ ૧૨ માં ગોળ, ખાંડ વગેરેમાં તેજી થાય.

માગશર શુદી ૧૫ તા. ૨૪-૧૨-૧૨—દિવસ ૧૧ માં ચોખા અને અડદના બજારમાં તેજી થાય, દિવસ ૧૫ માં તલ, ગોળ, ખાંડ, મસુર, ઘઉં, જવ, અણુ અને રેશમના ભાવમાં તેજી થાય.

માગશર વદી ૧-૨ તા. ૨૫-૧૨-૧૨—આ માસમાં ચાંદીમાં ૨-૩ ટકાની વધ-ઘટ થશે માટે લે-વેચ કરવાથી બહુજ નફો મેળવાશે. દિવસ ૬ માં અફીણના બજારમાં તેજી થશે.

માગશર વદી ૩ તા. ૨૬-૧૨-૧૨—મંગળનો ઉદય થાય છે. તેથી ચાલુ માસમાં અગ્નિનો [illegible] દેખાવ અને દિવસ ૫ માં રૂ નો બજાર તેજ થાય.

માગશર વદી ૪ તા. ૨૭-૧૨-૧૨—દિવસ ૧૫ માં શ્રીફળ વગેરે તથા સર્વ પ્રકારના ફળ [illegible] થાય અને તેના વ્યાપારીઓ સારો નફો મેળવે.

માગશર વદી ૭ તા. ૩૦-૧૨-૧૨—દિવસ ૨૬ માં આનંદ વર્તે, લોકો સુખી થાય, રોગની શાન્તી થાય, અનાજ વિગેરેના ભાવમાં મંદી થાય અને અફીણ, ચાંદી તેજી થાય તથા રૂમાં પ્રથમ મંદી થયા પછી તેજી થાય.

માગશર વદી ૯ તા. ૧-૧-૧૩—દિવસ ૪૧ માં પીપલીમુલ, સીંઘોડા, કંદમુળ ધાસ, લાકડા, ઘી, ચાંદી, વગેરે તેજી અને રૂમાં ઘટ-વધ થઈ છેવટે ૧૫ થી ૨૦ ટકા તેજી થાય.

માગશર વદી ૧૧ તા. ૩-૧-૧૩—દિવસ ૧૫ માં હાથીયોનો નાશ થાય એના વ્યાપારીઓને કષ્ટ પડે અને ભાવમાં તેજી થાય. જંગલમાં વસ્તા જીવોમાં રોગ ફેલાય અને રૂમાં તેજી થાય.

માગશર વદી ૧૨તા. ૪-૧-૧૩—ગુરૂનો ઉદય થયો છે. કોઇ સ્થળે રોગનો ઉપદ્રવ અને કોઇ સ્થળે શાંતિ, કોઇ સ્થળે વર્ષાદ થાય અને અનાજની આમદાની સારી થાય ત્યારે ભાવમાં મંદી થાય. આ ફળ ૩ માસમાં ભોગવાય. દિવસ ૩ પછી અફીણમાં મંદી અને રૂમાં તેજી થાય અને દિવસ ૧૨ માં ગોળ, ખાંડ. ચોખા, રૂ, વગેરે તેજ થાય.

માગશર વદી ૦)) તા. ૭-૧-૧૩—ટીડ જંતુઓની વૃદ્ધિ થાય અને તે આવતા વર્ષની ખેતીને નુકશાન કરતા નીવડે. અનાજના ભાવમાં તેજી થાય.

## પોષ માસનું ફલ.

પોષ સુદી ૧ તા. ૮-૧-૧૩—દિવસ ૧૫ માં દરેક પ્રકારના રસ, કરીયાણા અને અફીણમાં તેજી થાય, ઘઉં, જવ, ચણા, મસુર, અળસી, તલ, તેલ હળદર, મીઠું વગેરેના ભાવમાં મંદી થાય અને તેથી તે ખરીદ કરવાથી બે માસમાં નફો મળે.

પોષ સુદી ૨ તા. ૯-૧-૧૩—દિવસ ૧૫ માં સોની, લુહાર, ઇજનેર, ભાડભુંજાઓને પીડા થાય.

પોષ સુદી ૫ તા. ૧૨-૧-૧૩—દિવસ ૮ માં અનાજની મંદી અને તાપ સખ્ત પડે.

પોષ શુદી ૬ તા. ૧૩-૧-૧૩—એક માસમાં ઘી, ગોળ, તલ, તેલ, રૂ. ચાંદી, સોનું તેજ થાય અફીણ તથા અનાજમાં મંદી થાય અને ઠંડી વધારે પડે. જુવાર, મસુર તેજ થાય, ચણાના પાકમાં હીમ

પડે તેથી પાક નીષ્ફળ જાય, અનાજના ભાવમાં મંદી થાય. એક માસમાં રૂમાં ૧૫–૨૦ ટકાની, ચાંદીમાં ૧–૨ ટકાની વધ–ઘટ થાય. પ્રથમ તેજ થઇ મંદી થાય અને છેવટે તેજ થાય. અફીણમાં રૂપીઆ ૫૦ ની મંદી બોલે.

પોષ શુદી ૬ તા. ૧૬-૧-૧૩—દિવસ ૧૩ માં બ્રાહ્મણોને પીડા થાય.

પોષ શુદી ૧૩ તા. ૨૦-૧-૧૩—દિવસ ૧૮ માં વર્ષાદ, વાદળા થાય અને વાવાઝોડું પણ થાય, ગાયો ઓછું દુધ દે અને ઘીનો બજાર વધે તથા અનાજના ભાવમાં મંદી થાય.

પોષશુદી ૧૪ તા. ૨૧-૧-૧૩—અફીણનો બજાર મંદો અને રૂનો બજાર તેજ થાય.

પોષશુદી ૧૫ તા. ૨૨-૧-૧૩—દિવસ ૧૮ માં અફીણ, ચાંદીમાં કાંઇક મંદી થાય અને રૂમાં સહેજ તેજી થાય.

પોષવદી ૧ તા ૨૩-૧-૧૩—એક માસમાં સુતર અને કાપડની મીલોના શેરના ભાવ તેજ થાય. દિવસ ૧૫ માં ઘઉં, જવની ગ્રાહકીમાં વધારો થાય અને એ માસમાં ચાંદી, હીરા, મોતી, સરસવ, ગોળ, ખાંડ, રાઇ, સુતરની વૃદ્ધિ થાય અને મારવાડમાં સર્વ પ્રકારના શુભ ફલ ભોગવાય.

પોષવદી ૨ તા. ૨૪-૧-૧૩—દિવસ ૧૭ માં ઘઉં, ચણા જવની ખેતીમાં નુકશાન પહોંચે અને તલ તેજ થાય.

પોષવદી ૩ તા. ૨૫-૧-૧૩—દિવસ ૨૪માં અનાજની ગ્રાહકી નીકળે અને તેથી અનાજના વ્યાપારીઓને લાભ મળે, અફીણ તથા રૂમાં મંદી અને ચાંદીમાં વધ–ઘટ થઇ તેજી થાય.

પોષવદી ૫-૬ તા. ૨૭-૧-૧૩—ચાલુ માસના અંતમાં રૂમાં રૂ. ૧૦ ની તેજી થઇ એક વર્ષમાં રૂા. ૪૦ની તેજી થાય અને દિવસ ૬માં અફીણમાં મંદી થાય.

પોષવદી ૭ તા. ૨૮-૧-૧૩—દિવસ ૭ માં; ચણા, અલસીની ખેતીને નુકશાન થાય, ઠંડી બહુ પડે અને ઘઉંના પાકને ફાયદો થાય (સારો ફાલે.)

પોષવદી ૮ તા. ૨૯-૧-૧૩—દિવસ ૧૩ માં દુનિયામાં સર્વત્ર સુખ અને સંપત્તિ વધે તથા વ્યાપારીઓનાં લાભમાં વૃદ્ધિ થાય.

પોષવદી ૧૪ તા. ૪-૨-૧૩—દિવસ ૮ માં ગાયોને પીડા થાય.

પોષવદી ૧૫ તા. ૫-૨-૧૩—દિવસ ૫ માં અફીણમાં મંદી થાય, દિવસ ૧૫ માં આસામીઓ ભાંગી જવાથી વ્યાપારીઓને નુકશાન થાય અને કષ્ટ પડે.

---

## મહામાસનું ફળ.

મહાસુદી ૧ તા. ૭-૨-૧૩—દિવસ ૧૭ માં જવ તથા પશુનો બજાર તેજ ગાયો દૂધ ઓછું આપે, ચોખા, તલ, અડદ, ઘીનો બજાર તેજ થાય. દિવસ ૧૫ માં અફીણમાં રૂા ૧૦૦, રૂમાં રૂા ૧૦ ચાંદીમાં રૂા ૨ ની તેજી થાય અને ઉનમાં રૂા. ૧૫ થી ૨૦ ની મંદી થાય. આ દિવસે જો વાયુ તથા વાદળ થાય તો અને છાંટા ન પડેતો તેલી પદાર્થો ખરીદ કરવાથી ત્રણ માસમાં લાભ મળે.

મહાસુદી ૨ તા. ૮-૨-૧૩—દિવસ ૨૦ માં રૂમાં ઘટ વધ થાય, ચાંદી મધ્યમ અને અફીણના બજારમાં મંદી થાય. આ

દિવસે વાદળ તથા વીજળી થાયતો અનાજ ખરીદવાથી આગળ લાભ થાય.

**મહાસુદી ૩ તા. ૯-૨-૧૩**—દિવસ ૧૮ માં સુતર, ચાંદી, મોતીની આહકી વીશેષ થાય અને બજારમાં તેજી પણ થાય, આ દિવસે વર્ષાદ સીવાય ગર્જના થાય તો ઘઉં, જવ ખરીદ કરવાથી ત્રણ માસ પછી વેચવાથી લાભ થાય.

**મહાસુદી ૪ તા. ૧૦-૨-૧૩**—આ દિવસે જો છાંટા પડે તો શ્રીફળ ખરીદવાથી આગળ લાભ મળે.

**મહાસુદી ૫ તા. ૧૧-૨-૧૩**—દિવસ ૪૯ માં અફીણ, ઘી, તેલ, ચાંદી, રૂ વગેરે તેજ થાય અને અનાજમાં મંદી થાય. એક માસમાં મીઠું, તલ, તેલમાં તેજી થાય અને રૂમાં સ્હેજ મંદી થાય અને અફીણ, ચાંદીમાં થોડી ઘટ-વધ થાય. સંક્રાતિનું ફળ રાજાઓમાં પરસ્પર અશાન્તિ, અનાજના ભાવ મધ્યમ રહે અને ગોળ, ખાંડ વગેરે રસ તેજ થાય, મોતીના વેપારીઓને નુકશાન મળે. દિવસ ૧૬ માં સર્વ ખેતીની વૃદ્ધિ થાય. આ દિવસ વાદળ થાય તો ફાગણ માસમાં રૂની મંદી થાય.

**મહાસુદી ૬ તા. ૧૨-૨-૧૩**—દિવસ ૮ માં હલકી જાતના લોકોને કષ્ટ પડે.

**મહાસુદી ૭ તા. ૧૩-૨-૧૩**—દુનિયામાં રોગની શાન્તિ અને અનાજની વૃદ્ધિ થાય. આ દિવસે વાદળ થાય, ગાજવીજ થાય અને છાંટા પડે તો આગળનું વર્ષ બહુ ઉત્તમ આવે, દિવસ ૩ પછી અફી-ણમાં મંદી અને રૂ તથા ચાંદીમાં સ્હેજ તેજી થાય.

**મહાસુદી ૧૨ તા. ૧૮-૨-૧૩**—દિવસ ૧૫ માં મદ્યપાન કરનારા લોકોને નુકશાન થાય.

**મહાસુદિ ૧૪-૧૫ તા. ૨૦-૨-૧૩**—દિવસ ૧૦ માં અનાજમાં તેજી અને અફીણમાં મંદી થાય અને સર્વત્ર સુખ વર્તે.

**મહાવદી ૪ તા. ૨૪-૨-૧૩**—એક માસમાં ચાંદીમાં રૂ. ૨ થી ૩ અને ઘઉંમાં રૂ. ૦। થી ૦॥ ની વધ-ઘટ થાય. દિવસ ૧૮ માં ઘઉંના પાકને નુકશાન થાય.

**મહાવદી ૭ તા. ૨૭-૨-૧૩**—દિવસ ૨૯ માં અફીણ, અનાજ, રૂ માં તેજી, ચાંદીમાં મંદી અને ભેંસોને પીડા થાય, દિવસ ૧૭ માં ચાંદીમાં રૂા. ૧॥ ની મંદી થાય અને દિવસ ૨૧ માં હીરા, મોતી તથા ચાંદીમાં ઘટ-વધ થાય.

**મહાવદી ૧૦ તા. ૨-૩-૧૩**—દિવસ ૧૪ માં પશુ પક્ષીઓને સુખ અને તેનો ધંધો ચલાવનારાને લાભ મળે.

**મહાવદી ૧૧ તા. ૩-૩-૧૩**—દિવસ ૧૫ માં ચોરોને નુકશાન થાય.

---

## ફાગણ માસનું ફળ.

---

**ફાગણ સુદી ૧ તા. ૮-૩-૧૩**—એક માસમાં અફીણમાં રૂ. ૧૦૦ થી ૨૦૦ ની તેજી થાય.

**ફાગણ સુદી ૨ તા. ૯-૩-૧૩**—દિવસ ૫ માં અનાજમાં મંદી અને અફીણમાં તેજી થાય. એક માસમાં પવન ફુંકાય, અગ્નિનો ભય, તીડથી ખેતીને નુકશાન, બાળકોમાં રોગ ફેલાય, ધાતુ તેજ થાય અને દિવસ ત્રણમાં સઘળી વસ્તુઓમાં મંદી થાય.

ફાગણશુદી ૫ તા. ૧૩-૩-૧૩—એક માસમાં અનાજ, અફીણ ચાંદીમાં તેજી થાય. તલ, તેલ, મીઠાના ભાવમાં સ્હેજ તેજી થાય.

સંક્રાંતિનું ફળ--અનાજમાં તેજી, રોગનો ઉપદ્રવ, ગોળ, ખાંડ માં સ્હેજ ઘટ-વધ થાય.

ફાગણશુદી ૬ તા. ૧૪-૩-૧૩--દિવસ ૧૮ માં જગતમાં આનંદ, ગોળ. ખાંડમાં મંદી થાય અને નાણા બજારમાં સખ્ત ભીડ અને તેથી વ્યાજના ભાવમાં વધારો થાય.

ફાગણશુદી ૭ તા. ૧૫-૩-૧૩--તાંબા, ચાંદી વગેરે ધાતુમાં મંદી અને કરીયાણામાં તેજી થાય.

ફાગણશુદી ૮-૯ તા. ૧૬-૩-૧૩--દિવસ ૫ માં અફીણમાં તેજી થાય, દિવસ ૧૫ માં ચોખા વગેરે ઉત્તમ અનાજમાં તેજી થાય. દિવસ ૨૪ માં રૂ તથા ચાંદીમાં ઘટ-વધ થઇ છેવટે તેજી થાય અને ગોળ, ખાંડ, ઘી, અફીણમાં તેજી થાય તથા અનાજમાં મંદી થાય.

ફાગણસુદી ૧૩ તા. ૨૦-૩-૧૩--દિવસ ૧૫ માં રૂ માં પહેલાં તેજી થઇ પછી મંદી થાય. લગ-ભગ રૂ. ૧૦-૧૫ ની વધ-ઘટ થવાની દિવસ ૨૦ માં સુવા, મેથી, જીરૂ, લાખ, ગળી, વગરે પદાર્થોમાં મંદી થાય.

ફાગણસુદી ૧૪ તા. ૨૧-૩-૧૩--દુનિયામાં આનંદ પ્રવર્તે.

ફાગસુદી ૧૫ તા. ૨૨-૩-૧૩--દોઢ માસમાં ઘાસની ગ્રાહકી નીકળે, ગોળ, મોંઘો થાય, અફીણમાં રૂ. ૧૦૦ ની મંદી અને રૂ તથા ચાંદીમાં ઘટ વધ થાય તથા મીલોના શેરના ભાવમાં સ્હેજ મંદી થાય. ચંદ્રગ્રહણ છે તેથી ચાંદીમાં ૨ થી ૩ ટકાનો ફેરફાર થશે પછી મંદી થાય અગર તેજી પરંતુ ઉથલ પાથલ થશે. લે-દે કરનારાઓ કમાશે.

ફાગણવદી ૩ તા. ૨૫-૩-૧૩-દિવસ ૧૧ માં મગ, અડદ, ચણા, ચોખા, કઠોળના ભાવમાં તેજી થાય તથા અલશીના ભાવમાં મંદી થાય.

ફાગણવદી ૫ તા. ૨૭-૩-૧૩--એ માસમાં કંદમૂળ, ફળ, ફુલ, સુખડ, વગેરેના ભાવમાં મંદી થાય અને રૂના બજારમાં ૪ માસ સુધી તેજી થવાનો અગાઉ યોગ જણાવ્યો હતો તે અત્રે પુરો થાય છે.

ફાગણવદી ૬ તા. ૨૮-૩-૧૩--એક માસમાં અનાજમાં મંદી અને દુનિયામાં સર્વત્ર આનંદ પ્રસરે, બુધ તથા શુક્ર વક્રી થયા છે તેથી અવશ્ય અનાજમાં એક માસમાં મંદી થાય માટે આ સમયે ખરીદ કરવાથી આગળ બહુજ સારો લાભ મળશે.

ફાગણવદી ૮ તા. ૩૦-૩-૧૩—દિવસ ૧૫ માં સર્વ પ્રકારના ફળ પુષ્પ, શંખ, મોતી, સીંધાલુણનો ભાવ તેજ થાય.

ફાગણવદી ૯ તા. ૩૧-૩-૧૩—દિવસ ૨૦ માં અનાજની વૃદ્ધિ થાય.

ફાગણવદી ૧૩ તા. ૪-૪-૧૩--દિવસ ૫ માં અફીણમાં મંદી અને ૩ માં તેજી થાય.

ફાગણવદી ૧૪ તા. ૫-૪-૧૩--દિવસ ૧૦ માં અફીણ અને અલશીના બજારમાં મંદી થાય.



# વર્ષનો ટુંક સાર.



આ વર્ષમાં કયા કયા ગ્રહો કયા કયા પદપર બિરાજમાન થયા છે તેનું ફળ શું છે વગેરે સવીસ્તર આ પુસ્તકના અગ્ર ભાગમાં આપેલ છે એટલે તે સંબંધે અત્રે ફરી ફરીને લખવા જરૂર રહેતી નથી. પરંતુ વર્ષ કેવું નિવડશે તેનો ટુંક સાર આ નીચે આપીએ છીએ. વર્ષાદ ઉત્તમ થાય, ખેતી સારી થાય, ઝાડને ફળ-ફુલ ખુબ આવે, અનાજનો પાક શામાન્ય ઉતરે, પશુઓને સુખ મળે અને રાજા-પ્રજા બન્ને આનંદ ભોગવે. પ્રથમ સંવત્સર રકતાશી છે અને પછી ક્રોધન સંવત્સર બેઠેલો છે તે નિચ છે એટલે તેનું ફળ જોતાં વર્ષાદને નુકશાન થાય, ખેતી વાડીને ઉપદ્રવ થાય, અનાજના ભાવમાં વધ-ઘટ થાય અને અગ્નિ, ચોર વગેરેનો ભય ખુબ જણાય. વર્ષાદ માટે તપાસ કરતાં સૂર્ય, મંગળ, બુધ અને શુક્ર એ ચાર ગ્રહ જલ નાડીમાં અને ગુરૂ, શનિ અને રાહુ એ ત્રણ ગૃહ નિર્જળ નાડીમાં છે તેથી વર્ષાદ સામાન્ય રિતે સારો થાય, વર્ષાદની શરૂઆત જયેષ્ઠમાં થાય અને વર્ષારૂતુના પ્રથમ ભાગમાં વર્ષાદ સારો થાય કોઈ સ્થળે અતિ વૃષ્ટિ પણ થાય પરન્તુ વર્ષા રૂતુના અંતભાગમાં વર્ષાદની તાણ પડે. અનાજના સંબંધમાં વિચાર કરતાં વર્ષની

શરૂઆતમાં મંદી થાય અને પછી તેજ થાય. વર્ષાઋતુમાં ભાવ સામાન્ય પડી રહે અને પછી વર્ષના શેષ ભાગમાં મંદી થઈ બજાર તેજ થાય. તિથીની વધ-ઘટ જોતાં અનાજના ભાવમાં ઘટ-વધ ખુબ થાય એ નિઃસંદેહ છે. **અફીણ તથા ઉન** માટે વિચાર કરતાં તેજીનો યોગ ત્રણ વર્ષ થયાં ચાલ્યો આવે છે તે યોગ આ વર્ષમાં નથી એટલે હવે મંદી થાય પરન્તુ મંગળ ગ્રહ તેજીનો પડયો છે તે વચ્ચે વચ્ચે તેજી કરે પરન્તુ એકંદરે વર્ષ અફીણ-ઉન માટે મંદીવાળું નીવડે. **રૂના** સંબંધમાં વિચાર કરતાં સોમવારે ચંદ્રગ્રહણ અને ઉત્તરા ભાદ્રપદ પર રાહુ આવે છે તેથી વર્ષની શરૂઆતમાં તેજી થાય અને વર્ષાઋતુમાં મંદી થાય અને પછી દીવાળીથી તેજી થતી જશે-આ વર્ષમાં ખાત્રીથી કહીએ છીએ કે વર્ષની શરૂઆતમાં રૂમાં રૂા. ૩૦ થી ૪૦ ની પહેલા તેજી થાય અને પછી રૂા. ૨૦ થી ૩૦ ની મંદી થાય અને છેવટે રૂા. ૪૦ થી ૪૫ ની તેજી થાય. **સુતર કાપડની મીલોના શેરના** ભાવમાં વિચાર કરતાં આ વર્ષમાં વિશેષ ઘટ-વધ થાય. શરૂઆતમાં મંદી થાય, વર્ષના મધ્યભાગમાં તેજી અને વર્ષના અંત ભાગમાં મંદી થાય. **ચાંદીના** સંબંધમાં સંપૂર્ણ વિચાર કરતાં આ વર્ષમાં વિશેષ વધ-ઘટ થવાનો યોગ બન્યો છે. આ વર્ષમાં ૩ ગ્રહ છે તેની અસર અન્ય વ્યાપાર કરતાં ચાંદીપર ખાસ થશે અને તેથી કોઈ વખત તેજી થઈ એકદમ મંદી અને કોઇ વખત મંદી થઇ એકદમ તેજી થશે.

વળી શનિ વૃષ રાશીનો છે તેથી જ્યારે તજી થાય ત્યારે ૨ થી ૪ ટકા તેજી થાય અને મંદી થાય ત્યારે પણ ૨ થી ૪ ટકાની મંદી થાય માટે વ્યાપારીઓને ખાસ ચેતવાનું છે કે આમ જ્યારે મંદી થાય ત્યારે મંદી અને તેજી થાય ત્યારે તેજીનો વ્યાપાર કરવો વળી ખાસ સુચના એ છે કે આવા ફેરફાર આ વર્ષમાં ૩ થી ૪ વખત થનાર છે માટે ચાંદીના વ્યાપારીઓ ચેતજો. શણુ અને સુતરના સંબંધમાં વિચાર કરતાં તેજી થવાના યોગ ઘણા સારા છે. મંદી માટે બહુજ ઓછા યોગ છે માટે આ સંબંધમાં પણ વિશેષ ફેરફાર થશે. વ્યાપારીઓ માટે વિચાર કરતાં શનિ અને રાહુ એ બે ગૃહો વ્યાપારીઓને લાભ કરતા છે ત્યારે ગુરૂ હાની કરતાં છે તેથી સમતોલન પણું કરતાં એકંદરે વ્યાપારીઓનો મોટો ભાગ સારૂં કમાશે અને કીંચીત ભાગને નુકશાન થશે.

એકંદર રિતે જોતાં ઓગણોતરા કાળ માટેનો ભય રાખવામાં આવે છે અને અત્યારથી આવતા વર્ષ માટે લોકો ચીંતાતુર દેખાય છે તેમ ભય રાખવાનું અમને તો કારણ મળતું નથી કારણ કે ચાલુ વર્ષના રાજતંત્રની નિમણુકમાં એક અધિકારી સિવાય બાકીના ૯ અધિકારી શુભ ગૃહો છે જેથી દુનિયામાં સર્વત્ર શાન્તિ ફેલાય, લોકો આનંદ કરે. ચંદ્રમા એ ગૃહને ચાલુ વર્ષમાં ૪ અધિકાર મલ્યા છે તે મંદા છે એટલે વર્ષ બહુ ઉત્તમ નહિ પરન્તુ સાધારણ નિ-

વડે એટલે કે ૧૯૬૭ જેવું ઉત્તમ નથી અને ૧૯૬૮ જેવું ખરાબ નથી એ વાત નિઃસંદેહ છે. છેવટે અમો પરમ કૃપાળુ પરમાત્મા પાસે વાંચ્છના કરીએ છીએ કે આ દુઃખીત ભારત ભુમીના મનુષ્યોને સુખ, સંપ, ઉત્સાહ અને શાન્તિ આપ.

અસ્તુ !

## સુચના.

—:o:—

આવતા સંવત્ ૧૯૭૦ ના ભવિષ્યફળ માટે અત્યારથીજ રૂા ૦-૨-૦ મોકલી આપી નામ નોંધાવો કે જેથી ભવિષ્યફળ પ્રકટ થતાં તુરતજ મોકલી આપવામાં આવે.

| | | | મુળ કીંમત. | ઘટાડેલી કીંમત |
|---|---|---|---|---|
| | | | રૂા આ. પૈ. | રૂા આ. પૈ. |
| તરૂણ તપસ્વિની | ... | ૧૦૦ | ૦—૬—૦ | ૦—૨—૦ |
| પ્રમોદા કુમારી | ... | ૧૨૫ | ૦—૬—૦ | ૦—૨—૦ |
| મારૂં વિલાયતિ પાટલુન | ... | | ૦—૦—૩ | ૦—૦—૩ |
| કુંવારા પુરૂષોની કોન્ફરન્સ | ... | | ૦—૦—૩ | ૦—૦—૩ |

પોષ્ટેજ પેકીંગ જુદું.

લખો— મેસર્સ વર્ધમાન એન્ડ સન્સ.

કાલબાદેવી, હાથીબીલ્ડીંગ પ્હેલો માળ.

મુંબઇ, નં ૨.

ॐ

# મઝીના

## શક્તિ માટે સૌથી સરસ દવા છે.

કીં. રૂ. ૩

જસમાહન ઇન્ડીઆ એજન્સી.

કાલબાદેવી રોડ, રામવાડીના નાકે—મુંબઇ.

# સુંદર બાલ.

નમુનો મફત.




**એ હરેક સ્ત્રીની મગરૂરી અને આનંદ હોવો જોઇએ, પણ કેટલીક સ્ત્રીઓના બાલ સુંદર છે?**

બાલ ખરેખર સુંદર હોવાને માટે બાલ નરમ રેશમ જેવા, ચળકતા, વળી એવા નરમ અને પુષ્કળ હોવા જોઇએ.

## કામીનીઆ ઓઇલ

## ( રજીસ્ટર્ડ )

વાપરવાથી અને સંભાળપુર્વક ધ્યાન આપવાથી આ લાંબા વખતથી શોધવામાં આવેલી અને ઘણી કીમતી ગણાયલી બાલની રચના હલાઇથી અને ઝડપથી લાવી શકાય છે.

કામીનીઆ ઓઇલ એ વાળને સુંદર બનાવનારાં સઘળાં તેલમાં પહેલું છે. તેથી જેને માથાનો વાંધો હોય કે ન હોય તો પણ સરવેએ એ તેલનો ઉપયોગ કરવો જોઇએ. એ બાલને એવા નરમ બનાવે છે કે બાલ સહેલાઇથી હાલના જમાનાની કોઇ પણ પ્રખ્યાત ફેશનમાં ગોઠવી શકાય છે.

તા. ક.—કેટલાક વેપારીઓ હલકા માલમાં મોટો નફો મેળવવાની આશાએ હલકી જાતનું તેલ સારૂં અને સસ્તું છે એમ કહી, આપવાને કોશેષ કરે છે, તે માટે ખરીદતી વખતે કામીનીઆ ઓઇલના સીલબંધ બાટલી ખરીદજો. કી. રૂ. ૧-૦-૦ પોસ્ટેજ ૦-૪-૦

**ધી એંગ્લો ઇંડીયન ડ્રગ એન્ડ કેમીકલ કુંપની.**

નંબર ૧૫૫, જુમામસીદ, મુંબઈ.